# પીર ઈમામસાનું વર્ણન.



છપાવી પ્રસીદ્ધ કરનારા.
કારભારી કાકા લખમણ તથા
ગણપતરામ અભેરામ ભટ.

આવૃત્તિ પહેલી.
પ્રત ૧૦૦૦,

રચનાર.
ભટ ગણપતરામ અભેરામ તથા
ઠા. ચુનીલાલ મનસુખરામ કડલાલ નિવાસી

અમદાવાદ—"વિજયપ્રવર્ત્તક" પ્રેસ.
સંવત ૧૯૫૧-૫૨. સને ૧૮૯૫.
કીમત બે આના.

શુભં ભવતુ કલ્યાણંમસ્તું.

# અર્પણ પત્રીકા.

સ. રા. રાં. નિતીજ્ઞા. પીર ઇમામસા બાવાની ગાદીના મુજાવર કાકા. કરમસી નથુ કાકા લી. આપનો નમ્ર સેવક નીચે સહી કરનારની નમ્રતા પૂર્વક વિનંતી કરવાની કે મેં મારી અલ્પ-મતીથી પીર ઇમામસા બાવાનું વર્ણન ને પીરાણાનું વ-ર્ણન બનાવ્યું છે તે આગળ ઉપર આસા છે કે આમાં આના પછીની આવૃતીમાં વધારો કરી સફીસ માટે આ લઘુ પુસ્તક આપના ધર્મી-ઓને તથા બીજા સજ્જનોને માટે આ પ્રગટ કરીને છપાવ્યું છે તેમાં ભૂલ ચુકની માફી માગું છું ને આપ મહેરબાની કરી આ પુસ્તક સ્વીકારી લેશો.

ગણપતરામ અભેરામ ભટ.
ગીરમથાની નિશાળમાં પે. મા.

૬૮૯૧

# શ્રી.

## પીરાણા નગરે.

# પીર ઇમામસાનું વર્ણન.



## ઉત્પત્તી.

હિંદુસ્તાન માંહેના પંજાબ દેશની સરહદ ઉપર મુલતાન શહેરમાં શહેરથી બહાર ધાગ કબીર દીનબાવાનું ધામ ઘણું જોવા લાયક છે તે કબીર દીનબાવાને પ્રજામાં ૧૭ દીકરા તથા એક પુત્રી હતી. હવે કબીર દીનબાવા ગુજરી ગયા ત્યારે એમની પાસે ૧૬ દીકરા હતા ને સત્તરમા (સર્વથી નાના) પીર ઇમામસા બાવા પાસે નહી હતા. કબીર દીનબાવામાં પીરાઇનો અંશ ઘણે ભાગે રહેલો હતો તે પીરાઇનો અંશ થોડો ઘણો પીર ઇમામબાવાને આપ્યો. હવે પીર કબીર દીનબાવા ગુજર્યા ત્યારે તેમનો જ્યારે જનાનો સાર કર્યો ત્યારે ગુરૂ ઈમામસા બાવા આવી પહોચ્યા ને ગામના સકળ મોટા મોટા લોકો આવી મળેલા હતા. તે વખતે ગુરૂ ઇમામુદીન બાવાએ જનાનાની કફન ઉંચી કરી પોતે પીતાની પાસે પાંતી માગી. આ જોઇ સકળ જનો વિસ્મય પામી કહ્યું કે ગુરૂજી આપના પીતા ગુજરી ગયેલા તે હવે તમને કંઇ પણ

ઉત્તર આપી શકશે માટે આપ આવી રીતે ગાંડાં કાઢો તે કંઇ સારૂ નહીં. હવે પીર ઇમામસા બાવા કંઇ ગાંડાઇમાં પોતાનો ભાગ માગતા નહોતા. પોતે કંઇ માલ મીલ્કતમાં ભાગ માગતા નહોતા પણ કંઇ પીરાઇ માગતા હતા. તેજ વખતે સર્વ બેઠેલા સજ્જનો દેખતાં કબીર દીનબાવાએ પીર ઇમામસા બાવાને જનાનામાંથી એક તસબીર કાઢીને આપી પણ તેમાં તો ફુલ બંદગી (નમનું) કરવાનીજ પણ પીરાઇનો અંશ એમાં મળ્યો નહી તેથી બીજીવાર માગવાની આસંકા રહી પછી બીજી વખતે જનાનામાંથી હાથ કાઢીને પોતાના મુખમાંથી સાકરનો કાંકરો કાઢીને આપ્યો તે પોતે તરતજ ગૃહણુ કરીને આરોગી ગયા ત્યારથી તેમને પીરાઇ પૂરેપૂરી મળી ત્યાર પછી તેમને પોતાના રીવાજ મુજબ દફ્ન કરીને ચાલીસો પોતાના ભાઇ સર્વે મળીને સારી રીતે કરીને પોતાના ભાઇની રજા લઇ મુસાફરી અર્થે નીકળ્યા. પ્રથમ સીંધ, કચ્છ, સોરઠ, વગેરે દેશ ફરીને દીલ્લીમાં પધાર્યા આ પ્રમાણે સર્વ હીંદુસ્તાનમાં સર્વ મુલકમાં મુસાફરી કરી પોતાનો પડછો બતાવ્યો તે બાબત થોડી હકીકત કવીતારૂપે હું વાંચી સંભળાવું છું તે આપ સકળ સજ્જનો ધ્યાન દઇ સાંભળો મેં મારી અલ્પ મતિથી પીર ઇમામસા બાવાનું થોડું વર્ણન રૂપે તથા થોડી હકીકત કવિતા રૂપે બનાવેલી છે તે ધ્યાન દઈ વાંચો ને થયેલી ભૂલોની માફી માગુછું.

લી. આ. ન. સે. ગ. અ. ભટ.

## શ્રી ૧.

# પીરાણા ધામે પીરઈમામનું વર્ણન.



### રાગ કલ્યાણ સ્તુતી.

પીર ઇમામની વિનંતી હું કરૂ વાણી બળ થકી મનકુ મહીં ધરૂં ટેક.
સુભ મતી આપો દીન જાણીને વર્ણન કરૂં આવાર,
સકલ સ્નેહીઓ આપ સુણજો પ્રીત ધરી અપાર. પીર (૧)
પીર અને પીરાણા કેરૂ કર્યું માંહી વર્ણન,
સકલ સજજનો સુણજો તમે ધરીઅતી ઉમંગ. પીર. (૨)
સંવત ઓગણીના સૈકે એકાવનની સાલ,
બનાવ્યુ મે રૂડી રીતે અલ્પમતીથી હાલ. પીર (૩)
ભૂલ ચુકની માફી માગું નવજાણું હું પીગળ,
સહાયસનાભાઈ કેરી લઇને બનાવ્યું નિર્મળ. પીર. (૪)
સુભ મતિ આપો દુઃખ સઉ કાપો રાખો ચરણની પાસ,
જોસી કેરો પુત્ર કહાવું પુરજો મનની આસ. પીર. (૫)

## સીખરણી છંદ.

વદુ છું હું પ્રીતે ગુણ રૂડા છે ગુરૂજી તણા,
નમે છે સૌ આવી દુર દીસેથી જન ઘણા;
કરો રક્ષા મારી વિનંતી મારી ઉર ધરજો,
થયેલી જે ખામી પ્રભુજી તમે માફ કરજો.
નજાણું હું કાંઈ પીગળ કેરા પાઠરે,
બનાવ્યું પ્રીતેથી અલ્પમતીથી નાથરે.

---

## રાગ બનઝારો.

પીર ઇમામસા બલહારી હું નમન કરૂંછું આવી. ટેક.
ઉત્તરમાં છેજ પંજાબ એ દેશ ઘણો વિખ્યાત.
પધારયા ત્યાંથી આપ પીર ઇમામસા બલહારી. ॥ ૧ ॥
આવ્યા પ્રથમ દીલ્લી માંહે ત્યાં ખીજરખાં પાદસાહે,
તે ત્યાં મળીઆ તતકાળે પીર ઇમાગસા બલહારી. ॥ ૨ ॥
આપ આવ્યા ઘણે વીવેકે રહ્યા મનમાં ધરીને ટેક.
આવ્યા ચોદ બારમાં દેખે પીર ઇમામસા. ॥ ૩ ॥
નોકર છે આપનો એક નામે ગુણવંત હાજર બેક,
તે તો રહ્યા ધરી વીવેક પીર ઇમામસા બલહારી. ॥ ૪ ॥
બાદશાહ બોલ્યા નીરવાણુ હું કહુંછું દીલથી જાણુ,
દેસફરો કહું પરમાણુ પીર ઇગામસા બલહારી ॥ ૫ ॥

---

## રાગ નારાચછંદ.

તે દેશથી નીકળી તમે પંથે સુખેથી પધારીઆ,
રસ્તે સુખેથી ચાલીને અમદાદ સેહેરજ આવીઆ. ૧
મુકામ આવીને કર્યો પાદશાહ તણી હજુરમાં,
આહમદસાહ રૂડું નામ છે તે વખત છે ભરપૂરમાં. ૨
તે વખત તજવીજોકરી તો ફકીર વેશે આપ છો,
પછી નમ્ન આમંત્રણ કરીને બેઠા ત્યાં નિશ્વાસજો. ૩
કેટલીક વાત વીવેકથી કરી સમાગમ ત્યાંતો કર્યો,
જમવા પધારો આપ ઉઠો રસોઇનો મહીમા ધર્યો. ૪
આસન ધરી બેસાડીઆ ધરી ઉલટને વિવેકથી,
જળ પાત્ર આપ્યુંને વળી થાળ ધરી ઉમેદથી. ૫
ભીક્ષા ધરીં તે થાળમાં આશ્ચર્ય દીઠું એટલે,
છે ભક્ષ મહી બીલીતણું દેખીઉ નજરે તેટલે. ૬
અરે આહાર આવો કેમ થસે છે નિયમ મારે તેતણો,
રૂમાલ ઢાંકયો તે પરે વિચાર ઉપજયો ઘણો. ૭
પછી મંત્ર સત્ય બળે કરી અંજલી છાંટી જળભરી,
તે થાળ કેરી મધ્યથી બીલ્લી તણી હારો કરી. ૮
ઇશ્વર પ્રતાપે મંત્ર આપે વિવેક રૂડો થાપીયો,
બાદશાહ તણી હજુરમાં પ્રત્યક્ષ પડછો આપીયો. ૯
જન સર્વ જોઇ વિસ્મય થયા બાદશાહ રૂડી રીતથી,
કોઈ મોટા કણ મુજ દ્વારે આવ્યા નિરખીને જોયા પ્રીતથી ૧૦
ધન ભાગ્ય મારાં આજતો મનમાંહી એવું ધારીઉ,
સું આપું એમને આ વખતે નિશ્ચે મનમાં વાપીઉ. ૧૧

સીરપાવ લાયક તેતણો પુત્રી હું આપું મુજતણી,
અતી રૂપને ગુણીજન વળી અતી બુદ્ધિશાળી છે ઘણી.૧૨

---

## દોહરો.

બુદ્ધિશાળી દીકરી, પરણાવી ગુરૂ સાથ;
પરણ્યા ગુરૂ વિવેકથી, ઘર ઘર મંગળ ગાય.

---

## ભુજંગીછંદ.

સુણો સજ્જનો હેતથી એક ચિતે,
રચ્યો છંદ મે તો કરીને વિવેકે;
પીરાણા તણું તો રૂડુ ધામ છાજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૧
આવ્યા સંવતે ચૌદસેને પચાસે,
નથી ધાન્ય પાક્યાં જગત સૌ નિરાસે;
આપી ધારણા સરવને આવી આજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૨
કર્યો કોપ ઇદ્રે ન વરસ્યો લગારે,
ઘણો હર્શ ધારી ચડયા આપવારે;
દુખી લોકકેરાં ટળ્યાં દુખ આજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૩
ગુરૂજી પધાર્યા ગીરમથા મુકામે,
અતિમેઘ વૃષ્ટી પડી સર્વ ઠામે:

રહ્યા પંચરાત્રી સહુ સુખ કાજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૪
થઇ મેઘ વૃષ્ટી કરે મન વિચારે,
સહુ સજ્જનો ત્યાં ગયા છે સવારે;
રૂડા સાગરે ત્યાં મહા નીરગાજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૫
આવ્યા મેઘ બારે પડ્યા મનમૂકી,
ચડયાં પૂર નદીયો પડી તેજ સૂકી;
ક્ષમા માગવાને ગયા સર્વ કાજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૬
ગયા ભાગોળે સજનો સહુ મળીને,
રહ્યું નીર ત્યાં ચો દીશાયે ફ્રરીને;
જવાતું નથી પીર દર્શન કાજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૭
દળી દુખને બાંધવા ધાર્યું ધામ,
પડયો તીર ત્યાં જઇ કર્યોછે મુકામ;
અતી ઝાડને શબ્દ ગંભીર ગાજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૮
કૃપા ધારી મનમાંરૂડું ધામ કીધું,
સહુ જાતનાને અભય દાન દીધું;
અમર કિર્તિ દેશો વિદેશમાં ગાજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૯
રૂડી સોભે કારીગરો કેરી રમતો,

સોભા છે ઘણી સ્વચ્છતા ને સુંદરતા;
અતિ ઓપતા કાચ ભીતે જડયા જે,
રૂડા ગોર ઈગામશા ત્યાં બીરાજે ૧૦
વળી તે તણી કિર્તી કોણે વધારી,
માંહી વસતા સૈયદો બહુ ભારી;
રૂડુ સાસ્ત્ર જાણે પોતા ધર્મ કાજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૧૧
બળે જ્યોત રૂડી ચંદ્ર સરખી અખંડ,
કરે માનતાઓ અતિ ભરતખંડ;
આવ્યા સજ્જનો પીર દરસન કાજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૧૨
ધોરી ધામ બાંધી વડી ગાદી સ્થાપી,
ધર્યાં વસ્ત્ર ભગવાં તેને ગાદી આપી,
રૂડો ઓગણીસે એકાવન આજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૧૩
કાકા કરમસી ગાદીએ છે દયાળુ;
વડા કારભારી કરે કારભારૂં,
ગયા સજ્જનો ત્યાં રૂડે દીન આજે,
રૂડા ગોર ઇમામશા ત્યાં બીરાજે. ૧૪
નમે પીર પાસે પડી સર્વ વાંકા,
વડા કારભારી છે લક્ષ્મન કાકા;
વળી જોડમાં રામા કાકા બીરાજે,
રૂડા ગોર ઈગામસા ત્યાં બીરાજે. ૧૫

નીતિ તેમની તો ઘણી છેજ ભલી,
નામે ગુણસાગર નજરૂઅલી;
માંહી આવી બેઠા હસનઅલી આજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૧૬
ઘણા કારભારી થઇ ત્યાં રહ્યા છે,
કરી વસ્ત્ર ભગવાં સેવક જન થયા છે;
નથી નામ કોઇનું ધરાવેલ આજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૧૭
મકાનો અહોનીશ કેવાં બને છે,
અજાણ્યા મનુષ્યો વીસામો કરે છે;
મકાનોપરે ચંદ્ર જ્યોતી પ્રકાશે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૧૮
સહુ ધર્મનાને કરે બોધ ખાસો,
રહે લોક સર્વે તહાં રાત વાસો;
આવે. છે સદાવ્રત લેવાને કાજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૧૯
પુર્યા કોડ સજ્જનો તણા મન ધાર્યા,
સોભે કાચ ગોળા ને તખ્તા રૂપાળા;
ઓઢી છે રૂડી ચાદરો દીન આજે,
રૂડા ગોર ઇમામસા ત્યાં બીરાજે. ૨૦
સહુ સાથ કેરાં તમે દુખ હરજો,
તમે સજ્જનો વિનતી ઉર ધરજો;
પઢે પાઠ આ તેજ વૈકુંઠ પામે,

રચ્યા છે રૂડા છંદ ગણુપતરામે. ૨૧

---

## શાલીની વૃત.

વિનંતી તો સાંભળો નમ્ર મારી,
અલ્પજ બુદ્ધીથી કહ્યું મેજ ધારી;
આ શોભાનો તો નથી કાંઇ પાર,
થોડી રુપે આણીયો સર્વ પાર.
અહીંના શત્રુને તમે નાથ હરજો,
ગાદી અવીચળ રહે પ્રભુ તેમ કરજો;
આ વખતે છે સૌ સભાનો સમાજ,
ગાદીને છે મારો આશીરવાદ.
આસા મુજને આજ એવી પડે છે,
ગાદી પાસે આવી મનડું ઠરે છે.

---

## ગજલ.

શોભા હવે કહું હું રાજા તણી,
મણા નથી કાંઇ છે ખુબી ઘણી;
ચોકની ખુબી છે ખુલ્લી ઘણી,
જડ્યા છે આરસ સજાજડ કરી.
કબરનો મુકામ બનાવ્યો છે ખૂબ,
ધન્ય કરનાર રૂપ અનુપ;
હિંદુ દેવળ તણી છે રચના સહુ,

દેરા સરખુ બાંધીઉં છે બહુ.
તેની મધ્યો મધ્ય મેલી જાળીઓ,
વળી ચો દીસે શોભે બારીઓ;
પ્રથમ પેસતાં ઘુમટની માંહે,
જડયાં મણી રત્ન સહુ તાંહે.
સ્તંભજ મેલ્યા ચારતે ઘુમટ તણા,
કાચજ જડયા ખૂબ નથી કંઇ મણા;
લીલાને પીળા રાતા છે કાચ,
નાના ને મોટા દીસે છે આજ.
માંહી ચારે તર્ફ ખુલ્લો છે માગ,
દર્શન કરી ફેરા ફરવા કાજ;
કબર તેની માહે ઓલીયા તણી,
સોનેરી છે સેજ જોવાતણી.
કમાડાં છે સર્વ ચાંદી તણાં,
જરીયાની છે વસ્ત્ર કબર તણાં;
બાંધ્યા બંધીવાન ત્યાં છૂટશે,
સાંકળ લોઢાની બેડી તૂટશે.
મન કામના સિદ્ધ સૌનીથશે,
પાપીનું પાપ પ્રલ્લે થશે;
ચોકની વચ્ચે કબર છે એક,
નામે હાજર બેગ પૂરે છે તે ટેક.
નથી ખામી તે માંહી લગાર,
રૂડો ઝંડો સોભે છે અપાર;

ધજા ઓપતી રૂડી ઝંડાપરે,
બેઠક દેખી મારૂં મનડું ઠરે.
ગોમતી રૂડી છે સોભા ઘણી,
નીરખી જો જો જઇ તેની ભણી;
જનોઇ રૂદ્રાક્ષ ઘણી ઉતરી,
થયા ત્યાં ઘણા શીષ્ય ભાવે કરી.
આવે દર્શન દુરથી સજ્જન ઘણા,
ઘણી છે ખુબી નથી કંઇ મણા;

———

## લાવણી રોજાની રચના ધન્ય ધન્ય ભદ્રકાળી રાહ.

ધન્ય ધન્ય પીરાણા ગામ ત્યાંતો પીર વસે ઇમામ
રૂડાં કરે છે તે કામ સર્વ જન કેરાં,
ઉત્તર દીશામાં છે દ્વાર આગે ચોક રૂડો નીરધાર;
આરસ જડયા ત્યાં અપાર નજરે જો જો,
વાંતો કબર છે એક નામ મોટુ હાજર બેગ.
બેડી તુટે છે ત્યાં નેટ જુઓ નિરધારી,
રંગ મંડપમાં ચાલ્યા કાચ ઘણેરા ત્યાં ઘાલ્યા.
સુંદરદીસે છે કમાડમાં ચાંદી કેરાં.
દેવલ દીસે ગોળાકાર ઉપર કળસ છે ચાર,
સોના તણા છે નીરધાર ઉચું નીહાળો;
દેરામહી પ્રીતે પ્રેઠા સન્મુખ ગુરૂજી ત્યાં બેઠા,
પાસે પુત્ર દારા દીઠા નીચુ નીહાળી જુઓ.

ગોળા તખ્ત ત્યાં અપાર સેના છત્ર દીસે ચાર,
રૂપા છત્રનો અંબાર મેં નજરે જોયો;
હુતો પ્રીતે લાગુ પાય દર્શનથી દુઃખ જાય,
નાના મોટા ગુણ ગાય ગુરૂજી કેરા.

---

## રાગ ડંડી.

સાંજે આરતી ઉતારેં કરી ભાવે,
મળી શેવક જન ગુણ ગુરૂના ગાવે;
પુષ્પ થાળથી ગુરુજીને વધાવે,
દરશન કાજ સરવ સજન તાંહી આવે.
નોબત ઘડીને તુરઈ તણો આવાજે,
શબ્દ તે તણો ગગનમાંહી ગાજે;
સંડલને દીને ચોઘડીઆં બહુ વાજે,
સૈયદ સાથ નીત પઢે છે નીમાજે.
ઘણી કબરો દીસે છે રોજામાંહે,
તારો ભવથી મુને ઝાલો મારી બાંહે,
ચંદજ્યોતી સમ દીશે છે દીવો એક,
કરી રાખીયો અતી રૂડો વીવેક.
રચના રોજા તણી જોઈ રૂડી રીતે,
ગયો ભંડાર જોવા ધરી મન પ્રીતે;
બેઠક બંગલા ઘણેરા માળ છાજે,
બેઠકમાંહી કાકા કરમસી બીરાજે.

સર્વ સાયને અતીસે સુખ દીધું,
મુકી ચકલીને ઉપકારી કામ કીધું;
હોજને ફુવારા ત્યાં ઘણેરા દીસે,
પસુપક્ષી સકલ સુખથી જળ પીસે.
સર્વ શેવકજન મુખથી એમ કેહેજો,
જીવો જુગમાં ગાદી અવીચળ રેહેજો.

---

## રાગ હરીગીત છંદમાં.

જનદેસીને પરદેસી સર્વ હેતથી ત્યાં આવતા,
આવીને રૂડા ધામમાં ગુરૂજીને સીસ નમાવતા;
પછી પાસ ગાદીની જઇ પ્રીતેથી પાયે લાગતા,
સૂણી બોધ રૂડો ધર્મનો ગુરૂજીને સીશ નમાવતા,
કાકા અને પ્રધાન રૂડા પ્રથમ ગાદીપર હતા.
નવ જાણું હું કઇ નામ જઇ ગુરૂજીને સીસ નમાવતા,
ગાદી પતીછે શ્યામજી ગાદી પરે બીરાજતા,
પેથા કાકા નથુ મળી ગુરૂજીને સીસ નમાવતા.
બીરાજે કાકા કરમસી સજ્જનોને સુખઅતી આપતા.
કરે ભક્તિ રૂડી રીતથી ગુરૂજીને સીસ નમાવતા;
નિતી ગુણ તણા ભંડારછે સહુ ધર્મને બોધ આપતા,
કરે સેવા તે નિસદીન ત્યાં ગુરૂજીને સીસ નમાવતા.
સુખ આપી ઉનળ મૂકીને જનસકળ દીલખુશી થતા,
જળપાન પ્રીતેથી કરી ગુરૂજીને સીસ નમાવતા;

કાઠીઅમ અને વળી કચ્છથી જાત્રાએ સૌકો આવતા,
થયાં સુખી રહી ગુરૂ ધામમાં ગુરૂજીને સીસ નમાવતા.
સૌ સૈયદ કેરા સાથમાં ગાદીપતી બીરાજતા,
કરતા રૂડો ઉપદેસ ત્યાં ગુરૂજીને સીસ નમાવતા;
રાખીને મનમાં હેત ને ઉતેજન સર્વને આપતા,
નિશદીન ભક્તિ આદરે ગુરૂજીને સીસ નમાવતા.

---

## દોહરો.

ધન્ય ધન્ય દીન આજનો ધન્ય ઘડી પળવાર,
બેઠા ગાદી ઉપરે ગાદીપતી નિરધાર;
ધન્ય અશાઢ અઠયાસીની તારીખ નવમી એક,
બેઠા ગાદી ઉપર મનમાં ધરીને ટેક.
ઓગણીસેના વરસમાં પાંત્રીસનો ચૈતર,
બેઠા કાકા કરમથી થયો હરખ ઘરઘર;
કરે રૂડો કારભાર હેતથી લખમન કાકા,
નથી ખામી લગાર સર્વજનને સુખદાતા.
કરી ટાંકીનું કામ સુખ સહુજનને આપ્યું,
મૂકી નળ ઠામઠામ દુઃખ પ્રજાનું કાપ્યું;
કર્યો સુધારો ઘણો સર્વજનના સુખ માટે,
પરદુખ ભંજન આપ થયા ગુરૂને પ્રતાપે.
અવીચલ જીવો આપ સાથ સહુ સુખમાં રહેજો,
કીર્તિ ઠામે ઠામ સર્વજન જય ઉચરજો;

---

### છપ્પો અંતરલાપીકા.

કરજો દર્શન સર્વ પીરમાંહી પેસીને,
રક્ષણ કરવા કાજ રહ્યા તે ઠામ ઠરીને;
મગ્ન થયુ દીલ આજ ઇમામ પીરને ભાળી,
રી રૂડી છે છબી માટે હું લઉ ઉતારી.
કાચ તણા ગોળા મહી મધ્યોમધ્ય દીસે ઘણા,
કારીગરી વિસેસ છે સાબાસી છે નહી મણા;

---

### કારભારીનો છપ્પો અંતર લાપીકા.

લક્ષણ બત્રીસ પૂર કાંન્તી છે ચંદ્ર સરીખી,
ખરી ખાતરી કરી સમજુ દીલ જોજો હરખી;
મનમાં ધરી ઉમંગ હેતથી દર્શન કરજો,
નથી ગજતમાં જોડ મુખથી જય ઉચરજો.
કારભાર કરે છે મનથી પાળે પીડાતા પ્રાણીને,
કારજ કરે છે સર્વનાં મનમાં ઉમંગ આણીને.

---

### માલીની વૃત.

બહુ બહુ બહુ શોભે ધામ મોટું ગુરૂનું
અતિ અતિ અતિ ઓપે કામ ગરીગરોનું;
કરી કરી કરી રચના સ્વચ્છતા છે અતિશે,
દુર દુર દુર દીસાના સુખ વિશ્રામ લે છે.
કરી કરી કરી લીલા ટાંકી રૂડી બનાવી,

માળ સુંદર મૂક્યા સર્વને મન ભાવી;
સુખ સુખ સુખ આપ્યું સર્વ દેશી વીદેશી,
ધન ધન ધન તમને દીર્થ કાકા કરમશી.

---

### ઝુલણા છંદ.

દિન પ્રતિપાળ ધર્માળ જીવો ઘણું,
સરસ આમ ઉપરે અમલ રહેજો;
ભુખને દુઃખ વિદારીઉ સર્વનું,
ગાદી ગુરૂજી તણી અમર રહેજો.
દેશપર દેશથી સર્વ ત્યાં આવતા,
પીર પાસે જઇ સુખ લેતા;
અંગ ઉલટ ધરી પ્રીત મન આદરી,
મુખથી વાણુ જયકાર કહેતા.
ધર્મ કેરી રૂડી ત્યાં ધજા ફર ફરે,
ભૂખી જન સર્વકો ભુખ ભાગે;
ઉંચને કાચુ રાંધેલ ને રાંધેલું,
સર્વનું દીલ સુખ માંહી રાખે.
સુકલ પક્ષે વળી દીન પડવા તણે,
સજન આવી તહાં થાય ભેળા;
આનંતા બાધા ત્યાં આવી ઉતારતા,
વર્સમાં થાય અતી રાય મેળા.

---

## ઇંદ્ર વિજય છંદ.

સ્વારી ચડે મન પ્રિતધરી દસરા તણે દીન વિવેકથી મોટી,
ગામ પીરાણે સાથ સહુજન પુજન કાજ સૈઅદ મુમ નાદી;
સાદતુરૈ રણુસીંગ બજે અતી ગાજે અવાજ બંદુક તણા,
રંગ બે રંગી વસ્ત્રધરી બહુ સ્વાર ઘોડેપર સોભી રહ્યા.
વળી માફાને સધરામ મણેરા ગાજે ઘુઘરમાળ અવાજ ઘણા,
કાકા કારભારીનો સાથ મળ્યો બની સોભા રૂડી નથી કંઇજ મણા;

---

## રાગ ગજલ.

ધામ રૂડું ગુરૂજીનું નીરખન આવે સહુ નરનારી મળીરે. ટેક.
ચાલો તમે સહુ ગુણીજન સજનો દરસન કરજો ભાવે ઢળીરે,
સકલ ધામ મેં નીરખી જોયું બાગ ગયો મન પ્રીત ધરીરે;
જાઅજુઇ કેતકી દીસે છે ગુલબાસને ગુલાલ ઘણીરે ધા,
તાડપત્ર નાળીએર ઘણી છે મોગરો નાંગરવેલ અતીરે.
બીલી આંબ્રસીતાફળી દીસે દાડમ અમરૂખ કેળ ઘતીરે ધામ,
ચંપો કેવડો લીંબુડીઓ ઘણી છે સુખડ સીવકુચડી ધરી રે;
સોપારી ફનસ છેજ ખજુરી મજુરી કરે સહુ પ્રીત ધરીરે. ધામ,
વાંસ અને ચંબેલી બહુ છે બપૈઆને નર માર મળીરે.
સુંદીરકુપ દીસે છે તહાં તો પાણી ભરે નરનાર મળીરે. ધામ,
સાગરસમ રૂડું છે સરોવર નીરભર્યું છે સ્વચ્છ અહીરે,
પક્ષી સહુ કલ્લોલ કરે છે ખાય હવા સજ્જન તહીરે. ધામ.

---

### દોહરો.

હવા ખાય સજ્જન સહુ જાવે સાંજ સવાર,
ગુણ ગાવે ગુરૂજી તણા પ્રીતે સહુ નરનાર;

---

### સૈયદો વિષે છપ્પો.

નિતિવાન ગુણવાન સાંભળો સૈદ ગણાવે,
કરે ધર્મનો બોધ મનમાં ધરીને ભાવે;
ગુરૂના કુળથી થયા રૂડેરા નજરૂઅલી,
નિતિ ધર્મ ભરપુર દીસે છે હસન અલી.
સૈદુમીયાં અશ્કરઅલી છે મોટા મોટા,
કરે ધર્મનો બોધ ઘણા દીસે છે છોટા;
નથી ધરાવેલ નામ કોઇનું કવિતા માંહે,
સુણજો સમજુજન ભાવ ધરીને મનમાંહે;

---

### મનહર છંદ.

નીતિ ધર્મના ભંડાર ગાદી પતી કરમસી,
ધીરતાને સ્થીરતા બહુ દયા દીલમાં વસી;
ધરી મનમાં ઉમેદ કામ તમે સારૂં કીધું,
નળ મૂક્યા ઠામ ઠામ પ્રજાને સુખ દીધુ.
મનમાં ધરીને હામ કર્યું ઉપકારી કામ,
નાત જાત પાણી પીએ ખરચ્યા ઘણા દામ;
સર્વનારા માંહી જેમ ઓપે છે ઘણેરો સસી,

સૈયદ કેરા સાથ માંહી સોભે કાકા કરમશી.

---

### ચાબખો ભગવાઓ તણો.

સાંભળો આર્યં બંધુ મારા પ્રીતથી ગુણગાઉ બાવાના,
હજુરમાં મોટા કારભારી રામજીકાકા સાર
નિશદીન કાકા પાસ રહીને કરેરૂડો કારભાર. સાંભળો. ૧
પુન્જા કાકા પુજારી ત્યાં ઢોલીયામાં ગાપાળ.
મંગળ કાકા હરજીને જોયા જઇ તતકાળ. સાંભળો. ૨
મોદીખાનામાં બીરાજે ભાણજીકાકા સાર
ઘીસાકરને ખાંડ દીસે છે હીરા ભગતને હાથ. સાંભળો. ૩
બોધ કથા શીખે છે નથુ રહે કારભારી પાસ;
માવજી માંડલને લાલજી પૂરે મનની આશ. સાંભળો. ૪
સદ્રાવ્રત હરદમ આપે છે ધરી મનમાં ટેક;
ઘોડાં બળદ દીસે માંહી ધંટ રૂડો છે એક. સાંભળો. ૫
અશ્વ અને ગોશાળા માંહી ગયો ધરીને ધીર;
સધરામ માફા નજરે જોઇ શબ્દ કરે ત્યાં કીર. સાંભળો. ૬

---

### મનહર છંદ.

કારભારી લખમન કારભાર રૂડો કીધો;
ફરજ બજાવી પોતે પોતાના મર્જાદની.
પીરાણું સોભાવ્યું સારૂં ધામ તો ઈમામસાનું;
તન મન ધન ગણી મટાડી આપદની.

નામનાનું કામ કીધું બંબ મૂકી નામ લીધું;
જળ તણું સુખ આપ્યું કરી ઉપકારનું.
સાધુ રૂપે સાધકારી નામ બાવાનું વધારી;
વચન માનીલે પોતે કહેલું આભારનું.
માંછલીનું જળ સાથે હેત જેનું અહોનિશ;
માતાનું બાળક સાથે પોયણીનું ચંદ્રમાં.
કમળનું સૂર્ય સાથે ભ્રમરનું પુષ્પ સાથે;
હેત કાકા તણું દીસે સેવકના સાથમાં.
ધામ કેરૂ હિત તાકયું સદા મન હિતકારી;
હિત ધારી આભારી તે હેત રાખ્યું ભાવથી.
હેત રાખ્યું અહર્નિશ ગુણ કેરી ખુબ જાણી.
સુખ આપ્યું સજનને અન્ન જળ પાનથી;

## પેઢીનામાની હકીકત.

ગુરૂ ઇમામ સાથે આવીને પોતે પીરાણા ધામે મુકામ કરી રહ્યા ને કચ્છ કાનમ તથા ચરોતર અને દક્ષણમાં બુરાનપુર પુના સતારા મુંબઈ સુરત વગેરેના લોકો પૂર્ણ ભાવથી માનીને તેમના સેવકો થયા આમનો ધર્મ હીંદુ તથા મુસલમાન બંને ધર્મના લોકોની મનની કલ્પના પૂર્ણ હેતથી કરે છે. પીરાણામાં બારે માસ તેમના ધર્મના માણસો આવ્યાજ કરે છે. દર પડવેના મેળા ખુબ જોવા લાયક ભરાય છે. પોતે પોતાની પીરાઈ જણાવી એટલુંજ નહી પણ તેમના પછી તેમને ચાર દીકરા થયા તે દરેકે ક્યાં

સ્યાં જગ્યાઓ બાંધી તે નીચે પ્રમાણે છે તે સર્વ સજ્જનો સાંભળો. કવિતામાં બરાબર હકીકત નહી લખતાં વર્ણનરૂપે લખ્યા છે તે પ્રીત ધરી સાંભળો.

૧. ગુરૂ ઇમામસા બાવાની પછી તેમના વડીલ પુત્ર નુરઅલી મહમદસા બાવા થયા તે ઘણાજ પરાક્રમી હતા. તે પોતે પોતાની પાસે રહી ભકિત કરીને દીવસ ગુજારતા ને તેમના મુકામમાં પશ્ચીમ દીશામાં પોતાના પીતા પાસે રહેલા છે.

૨. ગુરૂજીના બીજા દીકરા બાકરશા બાવા થયા તે પોતે અમદાવાદના સારંગપૂર દરવાજા બહાર મુકામ બાંધીને તે રહેલા છે તેમની માનતા બહારકોટના તથા અમદાવાદના ઘણા લોકોમાં ચાલે છે ને તે બાવા તેમની મનકામના સીદ્ધ કરે છે.

૩. ખાલકશા બાવા તે ગુરૂ ઇમામશા બાવાના ત્રીજા દીકરા થયા તેમણે પણ પાટણમાં જઇ ધામ બાંધી રહેલા છે ને તેમની માનતાઓ પાટણ પાલણપૂર ડીસા વગેરે મુલકમાં ઘણી ચાલે છે.

૪. બાલેસા થયા તેમનો રોજો ઘણો જોવા લાયક છે તે રોજો ખંભાયત છે તેમની માનતા ત્યાં ઘણી ચાલે છે એ રીતે ગુરૂ ઇમામસા બાવાજીના ચાર દીકરા થયા ને તેમણે સર્વ પરદેશ રહી પોતાની પીરાઇ બરાબર જણાવી સેવકોનાં સારી રીતે કામ કર્યા કે સેવકોમાં તેમના ગુણનું સારી રીતે ગાન કરે છે.

એટલુંજ નહી પણ બાવાજીની પેઢી પછી કયા કયા થયા તે કયાં કયાં જઇ રહ્યા તે સાંભળો. ગુરૂ ઇમામસા બાવાના

વડીલ પુત્ર નુરઅલી મહંમદશા બાવા થયા. તેમના પુત્ર સૈયદખાં બાવા તે પણ ઘણા પરાક્રમી થઇ ગયા. તેમના પુત્ર સોલેખાન બાવા થયા. તેમના દીકરા હાસમસ્ત બાવા થયા ને તેમના દીકરા બડા મહંમદશા બાવા થયા તે ઘણા પરાક્રમી થઇ ગયા તેમણે દક્ષિણમાં જઇ બુરાનપુરમાં રોજો બાંધી રહેલા છે ત્યાં તેમની માનતા આખા દક્ષિણમાં ચાલે છે, ખાનદેશ વગેરે ઠેકાણે ઘણી ચાલે છે, તેમની ગાદી બુરાનપૂરમાં છે તે ગાદી ઉપર સૈયદખાની સૈયદ રહેલા છે. તે બડા મહંમદસા બાવાના દીકરા સાજી બાવા થયા તેમનો રોજો પીરાણામાં છે. ત્યાર પછી તેમના ચીરંનજી બાળામહમદસા થયા તે પોતે પોતાની નાની વયમાં ઘણા તાતકીલીક થયા, તે આશરે વર્ષ તેરની ઉમરે ગુજર્યા તેથીજ બાળા મહંમદસા નામ ધરાવેલ છે તે બાળા મહંમદસાનો રોજો પીરાણામાં છે તેમને માનવાવાળા પીરાણાનાજ પાંચીઆ તથા સાતીઆ છે તે રોજામાં ઘણાજ આરસજડીત્ર છે. તેમનો ધર્મ પાટણવાડામાં તથા ડીસા વગેરેમાં ચાલે છે. કાનમ ચરોતરમાં પણ ઘણા શેખ, પટેલીઆઓમાં એમનો ધર્મ તાત્કાલીક ચાલે છે. આ રીતે તે ગુરૂ ઇમામશા બાવાની ઓલાદમાં પણ ઘણા નુરવાળા થયા તેમની થોડી ઘણી બીના વર્ણનરૂપે આપી છે તે સજજનો ધ્યાન દઇ વાંચો.

---

## દોહરો.

ધન ધન પીર ઇમામસા ધન પીરાણા ધામ;
પૂર્ણ ભાવ મનમાં ધરી કરે સફળનાં કામ.
સંવત ઓગણીસના બાવન કારતીક માસ;
ધન ધન રૂડી અષ્ટમી વાર રૂડો સોમવાર.
લખ્યું ગીરમથા ગામમાં મનમાં ધરીને હામ;
ચીરંજીવો જોસી તણો ગણપત છે મુજ નામ.

સંપૂર્ણ.



# જાહેર ખબર.

સર્વ સજ્જનોને ખબર આપવામાં આવે છે કે આ પુસ્તક (ગુરૂ ઇમામસા બાવાનું) વર્ણન અતી રમુજી ને આજ દીન સુધી કદી નહીં થયેલું તેનો થોડોઘણો હેવાલ બનાવી પ્રસીદ્ધ કરેલો છે તે જેને રાખવાની ખુશી હશે તેમને નીચે સહી કરનાર પાસેથી રોકડી કીમતે મળશે. દેશાવર વાળા ગ્રાહકોને કાગળથી ખબર મોકલેથી મોકલવામાં આવશે.

**સહી. કારભારી કાકા લક્ષમણ.**

**તથા. ગણપતરામ અભેરામ ભટ.**

**મુકામ. પીરાણા તા. ગીરમથા.**